# What is a Christian ?

# ખ્રીસ્તી થવું એટલે શું ?

લખનાર અને પ્રસિદ્ધ કરનાર,

સદ્ગુણ દે. દેસાઈ.

[illegible],—અમદાવાદ.

ઈ. સ. ૧૯૧૮.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.

અમદાવાદ.

પીરમશાહ રોડ ઉપર નિર્મળ પ્રીન્ટીંગ પ્રેસમાં

લલ્લુભાઈ ઈશ્વરભાઈ ત્રિવેદીએ છાપ્યું.

કિંમત ૦—૦—૬.

# What is a Christian ?

# ખ્રીસ્તી થવું એટલે શું?



ખ્રીસ્તી લોકની સંખ્યા હાલ હિન્દુસ્તાનમાં વધતી જાય છે અને વધતી જશે પણ ખ્રીસ્તી કોને કહેવા તે વિશે વિધર્મિયોમાં જેમ જોઇએ તેમ સમજણ નથી અને ખ્રીસ્તી લોકમાંના ઘણામાં એ વિષે અણસમજણ છે. આ નહાના ચૂાકટનો હેતુ આ વાતનો ખુલાસો કરવાને વાસ્તે છે.

વિધર્મિ લોકને જો પુછીએ કે આ ખ્રીસ્તી લોક કોણ છે તો તેઓ પોતાની મરજી પ્રમાણે સમજ્યા વગર તેઓનું અપમાન થાય એવી વાત કરશે. તેઓએ શા શા શબ્દો તેઓને વાસ્તે વાપર્યા છે અને વાપરશે તે હિંયાં લખવાનું હું દુરસ્ત નથી ધારતો પણ હિંયાં હું તે લોક કોણ છે તે વિશેનો ખુલાશો કરૂં છું. ધ્યાન દઇને વાંચો અથવા સાંભળો.

અસલમાં જ્યારે દેવે મનુષ્યને પેદા કર્યું ત્યારે તેઓને નરનારી પેદા કર્યાં. તેઓ પાપરહિત અને દોષ વગરનાં હતાં. દેવે તેઓને એક સુંદર વાડી જેનું નામ એદન હતું તેમાં મુકયાં અને હુકમ આપ્યો કે “વાડીના હરેક વૃક્ષથી તું ખાયા કર, પણ ભલું ભુંડું જાણવાના વૃક્ષનું તું ન ખાતો, કેમકે તું ખાશે તેજ દિવસે તું મરશેજ મરશે” હવે સેતાન જે હમેશથી દેવનો દુશ્મન છે તેણે સર્પનો આકાર ધારણ કર્યો અને સ્ત્રીની પાસે આવીને તેને કહ્યું કે “શું દેવે

તમને ખરેખર એવું કહ્યું છે કે વાડીના હરેક વૃક્ષનું તમારે ના ખાવું?" સ્ત્રીએ સર્પને કહ્યું કે "વાડીનાં વૃક્ષનાં ફળ ખાવાની અમને રજા છે, પણ દેવે કહ્યું છે કે, વાડીની વચ્ચેના વૃક્ષના ફળને તમારે ખાવું કે અડકવું નહિ, રખે તમે મરો." સર્પે સ્ત્રીને કહ્યું કે તમે નહિજ મરશો કેમકે દેવ જાણે છે કે તમે ખાશો તેજ દિવસે તમારી આંખો ઉઘડી જશે, ને તમે દેવના સરખાં ભલું ભુંડું જાણનારાં થશો, અને તે વૃક્ષનું ફળ ખાવાને વાસ્તે સારૂં, ને જોવામાં સુંદર, ને જ્ઞાન આપવાને ઇચ્છવા જોગ વૃક્ષ છે તે જોઇને સ્ત્રીએ ફળ તોડીને ખાધું, ને તેની સાથે પોતાનો વર હતો તેને પણ આપ્યું; ને તેણે ખાધું. ત્યારે તે બન્નેની આંખો ઉઘડી ગઇ ને તેઓએ જાણ્યું કે અમે નાગાં છીએ, ને અંજીરીનાં પાતરાં સિવીને તેઓએ પોતાને સારૂ આચ્છાદન બનાવ્યાં." આ પ્રમાણે આપણાં અસલ માબાપ પાપમાં પડયાં અને એદન વાડીમાંથી પણ કહાડવામાં આવ્યાં. જ્યારે દેવની હજુરમાં તેઓ બોલાવવામાં આવ્યાં ત્યારે વાડીમાં તેઓ સંતાવા લાગ્યાં અને દેવની સમ્મુખ આવવાની તેઓને હિમ્મત રહી નહિ. તેઓ પર દંડ ઠરાવતાં દેવે સર્પને કહ્યું કે "તેં એ કીધું છે, તે માટે તું સર્વ ગ્રામપશુઓ, તથા વનપશુઓ કરતાં શાપિત છે; તું પેટે ચાલશે, ને પોતાના સર્વ દિવસ લગી ધૂળ ખાશે, ને તારી ને સ્ત્રીની વચ્ચે તથા તારા સન્તાનની ને તેના સન્તાનની વચ્ચે હું વૈર કરાવીશ, તે તારૂં માથું છુંદશે ને તું તેની એડી છુંદશે." સ્ત્રીનું સંન્તાન તે ખ્રીસ્ત છે કેમકે તે કુંવારી સ્ત્રીને પેટે પેદા થયો અને તેને આ દુનિયાંઇ કોઇ બાપ નહોતો. ત્યાર પછી ઘણાં વરસ સુધી દેવે માણસને કોઇ હુકમ ના આપ્યો. પરિણામ એ થયો કે માણસની ભુંડાઇ પૃથ્વીમાં ઘણી વધી થઈ એટલે સુધી કે પૃથ્વી તે ભુંડાઇને લીધે

શકી નહિ અને પરિણામે જળપ્રલય લાવીને આઠ માણુસ સિવાય બધાનો દેવે નાશ કર્યો અને ત્યાર બાદ આ આઠ માણુસોથી દેવે પૃથ્વીને ફરી આબાદ કરી. બચેલાં આઠ જણમાંના મુખ્ય પુરૂષ નુહના હાથમાં તલવાર મુકી અને હુકમ આપ્યો કે "સફળ થાઓ અને વધો ને પૃથ્વીને ભરપુર કરો. અને પૃથ્વીનાં સર્વે પશુઓ, તથા આકાશનાં સર્વ પક્ષીઓ, તથા પૃથ્વીપર સર્વ પેટે ચાલનારાં, તથા સમુદ્રનાં સર્વ માછલાં, એ સર્વ તમારાથી બિહશે તથા ડરશે; તેઓ તમારા હાથમાં આપેલાં છે. પૃથ્વીપર હરેક ચાલનાર પ્રાણી તમારે સારૂ ખોરાકને માટે થશે; લીલા શાકની પેઠે મેં તમને સઘળાં આપ્યાં છે. પણ માંસ તેના જીવ સુધાં, એટલે રક્ત સુધાં ના ખાશો. અને તમારા જીવના રક્તનો બદલો હું ખચિત માગીશ; હરેક પશુની પાસેથી હું તે માગીશ, ને માણુસની પાસેથી એટલે હરેક માણુસના ભાઈની પાસેથી માણુસના જીવનો બદલો હું માગીશ. જે કોઇ માણુસનું રક્ત વહેવડાવે, તેનું રક્ત માણુસથી વહેવડાવાશે; કેમકે દેવે પોતાની પ્રતિમા પ્રમાણે માણસને ઉત્પન્ન કીધું, અને તમે સફળ થાઓ અને વધો, ને પૃથ્વીમાં વંશ પુષ્કળ વધારો ને તેમાં વધતા જાઓ." આનો પરિણામ શો થયો ? એનો પરિણામ એ થયો કે જ્યારે નુહનો વંશ વધ્યો ત્યારે તેઓ એક બીજાને કહેવા લાગ્યા કે, "ચાલો આપણે પોતાને સારૂ એક શહેર બાંધીએ તથા જેની ટોચ આકાશ સુધી પહોંચે, એવો બુરજ બાંધીએ, એમ આપણે પોતાને સારૂ નામ કરીએ કે આખી પૃથ્વીપર આપણે વેરાઇ ન જઇએ." પરિણામ એ થયો કે દેવે તેઓની ભાષા ઉલટાવી દીધી જેથી તેઓ પોતાની મુરાદને ન પહોંચી શક્યા અને યહોવાહે તેમને આખી પૃથ્વીપર વેરી નાંખ્યા. બીજું કામ એ થયું કે જેઓ બળવાન તેઓ બીજાઓ પર

સરદારી કરવા લાગ્યા. આ બળવાનોમાં નિમ્રોદનું નામ તરતું છે. એના વિષે લખ્યું છે કે "તે યહોવાહની આગળ બળવાન શિકારી થયો." અને તેણે કેટલાંક મોટાં શેહેરોની સ્થાપના કરી. મૂર્તિપૂજા પણ દાખલ થઈ. આ પ્રમાણે જ્યારે બગાડ પસરી ગયો ત્યારે અજમાયશને વાસ્તે દેવે ઇબ્રાહીમ નામના એક પુરૂષને મૂર્તિપૂજકોથી જુદો કર્યો અને તેને આશીર્વાદ દઈ તેના કુટુંબને પોતાના ખાસ રક્ષણ નીચે લીધું. ઇબ્રાહીમને યહોવાહે સમ ખાઇને વચન આપ્યું કે "તારા બીજમાં પૃથ્વીના સર્વ લોક આશીર્વાદ પામશે." આ બીજ ખ્રીસ્ત છે. તે ઇબ્રાહીમના સંતાનનો છે. એથી પહેડીએ આ પસંદ કરેલા પુરૂષની ઓલાદ ઘણી વધી અને તેને મિસરના ફારો રાજાએ ગુલામ કરી રાખી પણ યહોવાહે મોટે પરાક્રમે લાલ સમુદ્રના પાણીમાં રસ્તો કરી તેઓને મુસા પેગંબરની હસ્તક સીનાય પહાડની પાસે આણ્યા અને તેઓને કહેવડાવ્યું કે "મેં મિસરીઓને જે વિતાડ્યું, તથા કેવી રીતે હું તમને ગરૂડની પાંખો ઊપર ઉચકીને મારી પાસે લાવ્યો છું તે તમે દીઠું છે. તો હવે જો તમે મારૂં કહેવું માનશો, ને મારો કરાર પાળશો, તો સર્વ લોકોમાંથી તમે મારૂં ખાસ ધન થશો, કેમકે આખી પૃથ્વી મારી છે, અને મારે સારૂ તમે યાજકોનું રાજ્ય તથા પવિત્ર દેશજાતિ થશો." આ વાત ઇબ્રાહીમનો વંશ જે ઇસ્રાએલ પુત્રો કહેવાય છે તેઓણે કબુલ રાખી અને તેનો પરિણામ એ થયો કે દેવ તરફથી તેઓને નિયમશાસ્ત્ર મળ્યું જેનો સાર એ છે કે "પ્રભુ જે તારો દેવ, તે પર તું તારા આખા હૃદયથી, ને તારા આખા જીવથી, ને તારા આખા મનથી પ્રીતિ કર. પહેલી અને મોટી આજ્ઞા એ છે, અને બીજી એના જેવી એ છે કે જેવી પોતાપર તેવી

પોતાના પડોસીપર તું પ્રીતિ કર. આ બે આજ્ઞા આખા નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓનો પાયો છે." ઇસ્રાએલ પુત્રોએ શા માટે નિયમશાસ્ત્ર પાળવાની હિંમત ધરી અને ખુશીથી તેને કબુલ કર્યું? કારણ એ હતું કે તેઓ પોતાની જાતને સમજતા નહોતા. તેઓની સમજણમાં એમ હતું કે જે કંઈ નિયમ દેવ અમને આપે તે પાળવાને અમે શક્તિવાન છીએ. દેવે તેઓને નિયમશાસ્ત્ર શા માટે આપ્યું? દેવે તેઓને નિયમશાસ્ત્ર એ માટે આપ્યું કે એ લોક પોતાની જાતને ઓળખે અને પોતાપર દેવને રાજી કરવાનો ભરોસો ના રાખે અને એમના નમુનાપરથી અને એમનો ઇતિહાસ શિખવાથી આપણે વિદેશી ખ્રીસ્તીઓ પણ પોતાની જાતને ઓળખીએ. ત્યારે હવે પરિણામ શો થયો? ઇસ્રાએલ ૧૫૦૦ વરસ સુધી નિયમશાસ્ત્રની ઝુંસરી નિચે રહ્યા અને તેઓની ચાલચલણ તેઓની આસપાસની દેશજાતી કરતાં વધારે ખરાબ જાહેર થઈ. દેવના આપેલા નિયમોમાંથી એક પણ નિયમ તેઓએ પાળ્યો નહિ. તેઓની શિખામણને વાસ્તે અને તેઓને મહોવાહના માર્ગમાં ચલાવવાને વાસ્તે દેવે તેઓમાં ભવિષ્યવાદીઓ ઉભા કર્યા પણ તેઓની વાણી તેઓએ ન સાંભળી અને તેઓને પત્થરે માર્યા. સ્તેફન કહે છે કે, "ભવિષ્યવાદીઓમાંના કોણને તમારા પુર્વજોએ સતાવ્યો નહોતો?" આખરે જે સ્ત્રીનું સંતાન અને ઇબ્રાહીમનું બીજ જે ખ્રીસ્ત તે આવ્યો અને તેણે તેઓને નિયમશાસ્ત્રનો આત્મિક અર્થ સમજાવ્યો અને પોતા સંબંધી ભવિષ્યવાદીઓએ જે સાક્ષી પુરેલી તે તેઓને જણાવી અને સાબીત કરી આપ્યું કે તેજ ખ્રીસ્ત આવનાર મસીહા અને દેવનો પુત્ર હતો પણ તેઓએ તેનો અંગીકાર ના કર્યો, તેની વાતોને રદ કરી અને વધસ્તંભે જડવા

સારૂ તેને હાકેમ પીલાતના હાથમાં સોંપ્યો. પીલાત તેને છોડવા રાજી હતો પણ તેઓએ બુમ પાડી કે "એને વધસ્તંભે જડો, એને વધસ્તંભે જડો." આ પ્રમાણે નિયમશાસ્ત્રમાં ફુલાસ મારનારાની કલાઇ જાહેર થઇ, તેઓમાં કંઇ સારાપણું દેખાયું નહિ. જે મસીહાની વાટ તેઓ જોતા હતા તે જ્યારે આવ્યો ત્યારે તેઓએ તેનું લોહી વહેવડાવ્યું. શાંતિના સરદારને તેઓએ મરણને તાબે કર્યો. હવે આ ઉપરથી શું સમજીએ? સમજવાનું એ કે ઇસ્રાએલ પુત્રોની બદી નમુનારૂપ છે. એઓની બદીમાં હરેક માણસ પોતાનો હાલ જુએ અને જાણે કે હું પણ બદ છું અને દેવના નિયમ પાળવાને મારામાં શક્તિ નથી. ઇસ્રાએલનો ઇતિહાસ આપણુ બધાને શિખામણરૂપ છે કે કોઇ કાળે કરણીથી એટલે નિયમશાસ્ત્ર પાળવાથી આપણુ દેવને રાજી નહિ કરી શકીશું. નિયમશાસ્ત્ર આપવામાં જે દેવની મતલબ હતી તેનું શું થયું? દેવની મતલબ પાર પડી. દેવ એ કહેતે માલમ પડયો કે હું તમને ગમે તેવું સારૂં નિયમશાસ્ત્ર આપું, ગમે તેવી રીતે તમારી સંભાળ લેઉં અને અદ્દભૂત રીતે મારી હજુરી તમારામાં જાહેર કરૂં તો પણ તમે મારા નિયમ પાળવાના નહિ અને મારી ઇજત કરવાના નહિ. તમને મારા પ્યારની ખબર આપવાને વાસ્તે અને તમને મારા ખાસ લોક તૈયાર કરવાને વાસ્તે મારા પુત્રને મનુષ્યના આકારમાં એટલે આદમની પ્રતિમામાં તમારી પાસે મોકલું તો પણ તમે મારી તરફ ફરવાના નહિ અને મારો મહિમા કરવાના નહિ. દેવની મતલબ પાર પડી છે કેમકે ઇસ્રાએલની બદીપરથી સાબીત થયું છે કે કોઇ માણસ નિયમશાસ્ત્રની કરણીથી દેવને રાજી નહિ કરશે. ત્યારે હવે માણસના ભલાને વાસ્તે શો ઇલાજ છે? જો કોઇ માણસ પોતાને બેઇલાજ, લાચાર ગુનેગાર સમજે તો તેને વાસ્તે ઇલાજ છે.

માણસને માલમ પડવું જોઇએ કે મારાં બધાં કામ નકામાં છે, મારા-માં કંઇ સહિસલામતી નથી અને હવે હું શું કરૂં? જો કોઇ માણસ આ પ્રમાણે સમજે તો તેને વાસ્તે ઇલાજ છે અને તે ઇલાજ દેવનો ઇલાજ છે. જે ઇસુને યહુદી લોકોએ વધસ્તંભે જડીને મારી નાંખ્યો તેને દેવે સજીવન કરી રાજા તથા યાજક ઠરાવ્યો છે. વધસ્તંભપર જ્યારે તે જડાયો ત્યારે દેવે આપણાં અન્યાય તેના માથાપર મુકયાં અને પાપનો બદલો સહેવાને તેને ત્યાં છોડી દીધો. તે આપણા અન્યાયને લીધે પરાધિન કરાયો અને આપણા ન્યાયકરણને લીધે પાછો ઉઠાડાયો. હવે જો કોઇ માણસ દેવની ઇચ્છા પ્રમાણે ચાલવા ચાહે તો તેને માત્ર દીલોજાનથી આટલું કબુલ કરવાનું છે કે ઇસુ એજ ખ્રીસ્ત દેવનો પુત્ર છે, તે મારાં પાપોનું પ્રાયશ્ચિત છે અને તે મારો તારનાર છે. "જો તું તારે મ્હોડે ઇસુને પ્રભુ તરીકે કબુલ કરીશ ને દેવે તેને મુએલાઓમાંથી પાછો ઉઠાડયો, એવો વિશ્વાસ તારા અંતઃ-કરણમાં કરીશ, તો તું તારણ પામીશ." નિયમશાસ્ત્ર આપવામાં દેવની મતલબ એ હતી કે માણસને તેની જાત પરખાવવી અને ખ્રી-સ્તમાં જે મફત તારણ છે ત્યાં તેને આણવો. હવે દેવ માણસને નિય-મશાસ્ત્રની કરણી વગર ખ્રીસ્તપરના વિશ્વાસથી તારણનું દાન આપે છે. આ દેવની કૃપા છે. આ દેવની કૃપાનો જેઓ અંગીકાર કરે છે અને પોતાનાં કામથી હાથ ઉઠાવી માત્ર ખ્રીસ્તને પકડે છે તેનાં પાપ માફ થાય છે, તેને નવી જીંદગી મળે છે અને તે પવિત્રાત્માનું દાન પામે છે અને દેવના કુટુંબમાં દાખલ થાય છે. એવો માણસ નિયમ-શાસ્ત્ર પ્રમાણે ચાલી દેવને રાજી કરવા નથી શોધતો પણ ખ્રીસ્તમાં તે મગ્નગુલ રહે છે, તેના તારણમાં તે હરખાય છે અને નવા જીવન માં ચાલવાને તે સોખીન હોય છે અને તે ખ્રીસ્તનો શિષ્ય છે અને

ખ્રીસ્તના લોહીથી તેનું તારણ થએલુ છે માટે તે ખ્રીસ્તી કહેવાય છે. આ પ્રમાણે પ્રીસ્તી કહેવાવું અથવા હોવું એ મોટા દરજ્જો છે. હે ભાઇઓ શું તમને નથી માલમ પડતું કે કરણીથી કોઇ માણસ દેવને રાજી નહિ કરી શકશે. જો આ વાત શક્ય હોત તો જરૂર નહોતી કે "જેણે (એટલે ઇસુએ) પાપ જાણ્યું નહોતું તેને દેવ આપણને વાસ્તે પાપરૂપ કરે એ સારૂ કે તેનામાં આપણે દેવના ન્યાયીપણારૂપ થઇએ. વળી ખ્રીસ્તે નિંદા પામીને પાછી નિંદા ન કીધી, દુઃખો સહેતાં ધમકાવ્યા નહિ પણ યથાર્થ ન્યાય કરનારને પોતાને સોપ્યો. લાકડાપર તેણે પોતે પોતાના શરીરમાં આપણાં પાપ માથે લીધાં, એ માટે કે આપણે પાપો વિષે મુએલા થઇને ન્યાયીપણા વિષે જીવીએ; તેના ઘાઓથી તમે સાજા થયા કેમકે તમે ભુલાં પડેલાં ઘેટાંના જેવા હતા. પણ હમણાં તમારા જીવોના પાળક તથા અધ્યક્ષની ગમ પાછા ફર્યાં છો." જેઓ પોતાનાં કામથી પરવાર્યા છે અને ખ્રીસ્તના મરણ, પુનરુત્થાન તથા આકાશગમનથી ઉપજતા આશીર્વાદ પામ્યા છે તેઓ ખ્રીસ્તી કહેવાય છે.

દુનિયાંમાં ખ્રીસ્તી લોક ઘણા છે. લગભગ આખું યુરોપ અને અમેરીકા ખ્રીસ્તી કહેવાય છે. આફ્રીકા, એશીઆ અને ટાપુઓમાં ઘણા લોક છે કે જે ખ્રીસ્તી કહેવાય છે. હિંદુસ્તાનમાં પણ ઘણા ખ્રીસ્તી છે. ખ્રીસ્તી એ શબ્દ બાયબલમાં માત્ર ત્રણ વખત વપરાયો છે અને એ નામ ખ્રીસ્તે પોતાના લોકને નથી આપ્યું. એમ માલમ પડે છે કે જેઓ ખ્રીસ્તને નહિ માનનાર તેઓએ આ નામ ઇસુના શિષ્યોને આપ્યું અને તેઓએ તે નામ મંજુર રાખ્યું માટે ઇસુના શિષ્યો નામના હોય કે ખરા હોય એજ નામથી ઓળખાય છે.

હવે આ વાત સાફ સમજવી જોઇએ કે જે બધા ખ્રીસ્તી કહેવાય છે તે ખરા ખ્રીસ્તી નથી. ત્યારે તેઓ કેમ ખ્રીસ્તી કહેવાય છે? શા માટે આ નામ તેઓને આપવામાં આવ્યું અને જે ખરા ખ્રીસ્તી છે તેઓ એવા નામના ખ્રીસ્તીઓને રદ કરી પોતાથી અલગ કેમ નથી કરતા? આ ભેગસેળ કારખાનું ક્યાં સુધી ચાલશે? જવાબ એ છે કે કેટલાક લોક દુનિયાંઇ મતલબથી ખ્રીસ્તને સમજ્યા વગર અને પોતાની આત્મિક હાલત પારખ્યા વગર બાપ્તિસ્માને દ્વારે ખ્રીસ્તી થયા છે, કેટલાક લોક ખ્રીસ્તી માબાપનાં છોકરાં છે અને તેઓ પણ બાપ્તિસ્મા પામ્યાના કારણથી ખ્રીસ્તી ગણાય છે. થોડા બાકીના કંઇ વાત સમજીને ખ્રીસ્તી થએલા માટે તેઓના વંશમાં કંઇક મુદત સુધી પ્રભુની વાત રહેલી પણ પછી તેઓનાં છોકરાંને પ્રભુની બીકમાં ન ચલાવવાથી તેઓમાં બગાડ પેઠો અને તે બગાડ ચાલતો જાય છે. થોડા મળશે કે જેઓ ખરા ખ્રીસ્તી છે, ઇસુની પાસે બેસીને શિખ્યા છે, દેવથી પેદા થએલા છે, અનંતજીવના અધિકારી છે, પવિત્રાત્મા તેઓમાં વસે છે, પાપોની માફી પામ્યા છે અને દેવના તારણમાં હરખાય છે, ધન્ય છે આવા લોકોને, પ્રભુ તેઓને વિશેષ અજવાળું આપે એ માટે કે તેઓ તેના પ્યારની મીઠાસને વધારે સમજે.

હવે જેઓ ખ્રીસ્તી કહેવાય છે અને હકિકતમાં ખ્રીસ્તી નથી તેઓનો હાલ શો થશે? તેઓને વાસ્તે ઘણી ભયંકર સજા છે, લખેલું છે કે "જે દાસ (નામનો ખ્રીસ્તી) પોતાના ધણીની ઇચ્છા જાણ્યા છતાં પોતે સિદ્ધ થયો નહિ હોય જે તેની ઇચ્છા પ્રમાણે કર્યો નહિ હોય તે ઘણો માર ખાશે પણ જેણે (એટલે વિધર્મિયોમાંના અજ્ઞાન) વગર જાણે ફટકા યોગ્ય કામ કર્યું હશે તે થોડા

માર ખાશે, અને જે કોઇને ઘણું આપેલું છે તેની પાસેથી ઘણું માગવામાં આવશે, ને જેને ઘણું સોંપેલું છે તેની પાસેથી વધરે માગવામાં આવશે." વળી આ નામના ખ્રીસ્તીઓની સંખ્યામાં ઘણા પેટભરૂ ઉપદેશકો પણ આવી જાય એવાઓ પણ રદ કરવામાં આવશે. લખ્યું છે કે, "જુઠા ઉપદેશકો જે ઘેટાંને વેશે તમારી પાસે આવે છે, પણ માંહે ફાડી ખાનારાં વરૂ છે. તેઓ સંબંધી તમે સાવધાન રહો. તેઓનાં ફળથી તમે તેઓને ઓળખશો. જે મને પ્રભુ પ્રભુ કહે છે તે સર્વ આકાશના રાજ્યમાં પેસશે એવું નહિ, પણ જે મારા આકાશમાંના બાપની ઇચ્છા પ્રમાણે કરે છે તે પેસશે. તે દહાડે ઘણા મને કહેશે કે પ્રભુ, પ્રભુ, શું અમે તારે નામે ભવિષ્યવાદ કહ્યો નથી? અને તારે નામે ભૂતોને કહાડયાં નથી અને તારે નામે ઘણાં પરાક્રમી કામો કીધાં નથી? ત્યારે હું તેઓને સાફ કહીશ કે, મેં તમને કદી પણ ઓળખ્યા નહિ; ઓ ભુંડું કરનારાઓ તમે મારી પાસેથી દૂર જાઓ." નામના ખ્રીસ્તી, નામના ઉપદેશકો રદ કરાશે અને તેમની સર્વ હકિકત જાહેર કરવામાં આવશે હે પ્રીય વાંચનારા, તમારી શી હાલત છે? તમારા બાપ ખ્રીસ્તી હતા અને ખ્રીસ્તી લોકોમાં જન્મવાથી તમારૂં બાપ્તિસ્મા થયું માટે શું તમે ખ્રીસ્તી કહેવાઓ છો? ઇસુએ કહ્યું કે "હું તને ખચિત ખચિત કહું છું, કે જો કોઇ માણસ નવો જન્મ પામ્યું ન હોય તો તે દેવનું રાજ્ય જોઇ શકતું નથી." ખ્રીસ્તી માબાપથી તમો જન્મ્યા એ સારી વાત છે પણ ખરા ખ્રીસ્તી થવાને એ બસ નથી. તમારો ફરી જન્મ થવો જોઇએ. ખ્રીસ્તી માબાપથી તમારો જન્મ થવાથી પ્રભુની વાતો વાંચવા અને સાંભળવાનો તમને પ્રસંગ મળે, કદાપિ સારી સોબત પણ મળે પણ જ્યાં લગી તમે પોતાની આત્મતા સમજીને ખ્રીસ્તનો હાથ ના પકડ્યો હોય અને

તમારાં પાપ માફ ના થયાં હોય ત્યાં લગી દેવ તમને કેમ કરીને કબુલ કરશે? વિચાર કરો અને તમારાં પાપોથી અને પોતાથી દેવની તરફ ફરો. યાદ રાખો કે "દેવની ઠઠ્ઠા કરાતી નથી કોઇ માણસ જે કંઇ વાવે તેજ તે લણશે; કેમકે પોતાના દેહને સારૂ જે વાવે, તે દેહથી વિનાશ લણશે; પણ આત્માને સારૂ જે વાવે તે આત્માથી અનંતજીવન લણશે." જ્યારે વખત છે ત્યારે દેવને હાંક મારો. તે દયાળુ છે, પોતાના પુત્રના મરણના કારણથી તે તમારો અંગીકાર કરશે અને તમને પોતાનું બાળક બનાવશે અને પોતાની મીલકતના વારસ તમને કરશે. પણ જો તમે તમારાં પાપથી નહિ ફરો તો જેણે પોતાના પુત્રને વધસ્તંભ પર નહિ બચાવ્યો તે તમને પણ નહિ બચાવશે. હવે આના સંબંધમાં હું એક વાત કહેવા ચાહું છું તે ખ્રીસ્તી માબાપોને વાસ્તે છે. હે ભાઇ, જ્યારે તમારે ત્યાં પુત્રનો જન્મ થાય છે ત્યારે તમારા ઘરમાં અને સગાંમાં તથા મિત્રોમાં ઘણો આનંદ ફેલાય છે ઠીક સારી વાત છે કે પ્રભુએ તમને પુત્રદાન આપ્યું. પણ આ પ્રમાણે જન્મેલા માણસોમાંના ઘણાએ પોતાના જન્મના દીવસને શ્રાપ દીધો છે કેમકે તેઓનો અંત ભુંડો થએલો છે. સ્વામી પ્રભુ ઇસુએ પણ યહુદા ઇસ્કારીયત વિષે કહ્યું કે "જો તે માણસ જન્મ્યો ના હોત, તો તે તેને માટે સારૂં હોત." હરેક ખ્રીસ્તી માબાપે પોતાનાં છોકરાંને એવી રીતે દોરવાં અને ઉછેરવાં અને એવી રીતે ખ્રીસ્તને તેઓની આગળ રજુ કરવો કે તેઓનો નવો જન્મ થાએ અને ખ્રીસ્તનું રૂપ તેઓમાં પ્રકાશે જ્યારે છોકરાંનો આવો પરિણામ થાય ત્યારે હરખનું કારણ છે. એ હરખમાં આકાશના દુતો જોડાય છે, શ્રીએક દેવ જોડાય છે, અને એવાં બાળકો દેવના સંજ્યને જુએ છે. જેઓ ખરાં ખ્રીસ્તી માબાપ છે તેઓએ

વિચાર કરવો જોઇએ અને જે ફરજ તેઓને માથે છે તેમાં ગફલત ના કરવી જોઇએ. જો તેઓ ગફલત કરે તો અતિશે રીતે તેઓ પોતાના છોકરાંનો નાસ કરનાર થશે. ઇસ્રાએલી માબાપોને જ્યારે નિયમશાસ્ત્ર મુસાની હસ્તક અપાયું ત્યારે પોતાનાં છોકરાંની કાળજી રાખવાને કેવી શિખામણ આપવમાં આવી તે સાંભળોઃ—"હે ઇસ્રાએલ સાંભળ, યહોવાહ આપણો દેવ તે એકહોજ યહોવાહ છે; ને યહોવાહ તારા દેવપર તું પુરા અંતઃકરણથી તથા પુરા મનથી તથા પુરા બળથી પ્રીતિ કર. અને આ વચનો જે હું આજ તને ફરમાવું છું તે તારા અંતઃકરણમાં ઠસી રહે: ને તે તું ખંતથી તારાં છોકરાંને શિખવ, ને જ્યારે તું ઘરમાં બેઠો હોય, ને જ્યારે તું રસ્તે ચાલતો હોય ને જ્યારે તું સુએ ને જ્યારે તું ઉઠે ત્યારે તે વિષે વાત કર. અને તું તેને નિશાણું તરીકે તારે હાથે બાંધ, ને તારી આંખોની વચ્ચે તેમને કપાળભૂષણ તરીકે રાખ. અને તું તેમને તારા ઘરની બાર સાખ ઉપર તથા દરવાજા ઉપર લખ." આ પ્રમાણે યહોવાહની વાત વંશપરંપરા ઇસ્રાએલ લોકોમાં તાજી રહે અને તેઓ યહોવાહથી ડરતા રહે માટે આ બંદોબસ્ત હતો. હવે જે જુના કરારમાં લખાએલું છે તે આપણી શિખામણને વાસ્તે છે માટે કેવી રીતે છોકરાંમાં પ્રભુનું ભય રહે અને તેઓ વધસ્તંભની વાતને સમજે તેની તજવીજ હમેશાં હોવી જોઇએ છોકરાં મળ્યા. એ ઘણા હરખની વાત નથી પણ છોકરાંમાં પ્રભુની બીક દાખલ થઇ છે અને વધસ્તંભનો લાભ તેઓને પ્રાપ્ત થએલો છે એ જાણવામાં ખરો હરખ રહેલો છે. નામના ખ્રીસ્તીઓની સંખ્યા ઘણી વધી જઇ છે તેનું એક કારણ એ છે કે છોકરાંને એટલે ખ્રીસ્તી માબાપોનાં છોકરાંને બરોબર પ્રભુની બીકમાં ઉછેરવમાં નથી આવ્યાં. જો આ પુસ્તક વાંચવાથી કોઇ માબાપનાં

મન પોતાનાં છોકરાંને પ્રભુની મરજી પ્રમાણે ઉછેરવાને ઉત્તેજીત થાય તો લખનારનો એક હેતુ પાર પડશે.

હવે જે ખરા ખ્રીસ્તી અને નામના ખ્રીસ્તી તે ભેળસેળ કેમ રહેવા જોઇએ અને આખરે તેમનો શો પરિણામ થશે? જ્યારે ઇસ્રાએલ લોકને દેવે પાલેસ્ટાઇનના મુલકમાં વસાવ્યા ત્યારે તેણે તેમને સખ્ત હુકમ આપ્યા કે તેઓ મૂર્ત્તિપુજક લોક જોડે સંબંધ ના રાખે એટલુંજ નહિ પણ મુલકમાંથી તેઓનો સમૂળગો નાશ કરે. વળી પોતામાંજ જો કોઇ મૂર્ત્તિ તરફ ફરનાર હોય તો તે વિષે એમ કહેલું છે કે "જો તારો ભાઇ, તારી માનો દીકરો, અથવા તારો દીકરો, અથવા તારી દીકરી, અથવા તારી દિલોજાન સ્ત્રી, અથવા તારો પ્રાણસમાન મિત્ર તને છાની રીતે લલચાવતાં એમ કહે કે, ચાલો જે અન્ય દેવ દેવીઓને તું જાણતો નથી તેમ તારા પિતૃઓ જાણતા ન હતા, તેઓની આપણે સેવા કરીએ; એટલે જે દેશજાતીઓ તમારી ચોતરફ, તમારી નજીક કે તમારાથી દૂર, પૃથ્વીના એક છેડાથી તે પૃથ્વીના બીજા છેડા સુધી છે તેઓનાં દેવદેવીઓમાંનાંની સેવા કરીએ તો તારે તેને હા પાડવી નહિ, ને તેનું સાંભળવું નહિ; ને તારી આંખ તેનાપર દયા ન આણે, ને તારે તેને જવા દેવો નહિ ને તારે તેને સંતાડવો પણ નહિ પણ તારે તેને જરૂર મારી નાખવો; તેને મારી નાખવા સારૂ પહેલો તારો હાથ તેના પર પડે, ને ત્યાર પછી બીજા બધા લોકના હાથ, અને તારે તેને પત્થરે મારી તેને પુરો કરવો; કેમકે યહોવાહ તારો દેવ, જે તને મિસર દેશમાંના બંદીખાનામાંથી કાઢી લાવ્યો, તેની પાસેથી તને દૂર ખેંચી લેવાને તેણે યત્ન કીધો છે. અને સર્વ ઇસ્રાએલ સાંભળીને બીહશે, ને ત્યાર પછી એવી દુષ્ટાઇ કોઇ પણ તારી મધ્યે કરશે નહિ" આ પ્રમાણે પોતાના લોકમાં સદાય આને

પવિત્રાઇ રાખવાને વાસ્તે યહોવાહનો સાફ હુકમ હતો પણ ઇસ્રાએલ લોકોએ એ હુકમ ના પાળ્યો માટે તેઓની હકુમત ગઇ અને પૃથ્વીના ચાર ખુણામાં તેઓ વિખેરવામાં આવ્યા છે. પ્રભુ ઇસુ ખ્રીસ્તે જે આકાશનું રાજ્ય તેની ગેરહાજરીમાં સ્થાપન થવાનું અને માણસોથી ચલાવવામાં આવવાનું અને જેમાં બાપ્તિસ્માને દ્વારે માણસો દાખલ થવાનાં તે વિષે દૃષ્ટાંત આપેલું છે કે "આકાશનું રાજ્ય એક માણસના જેવું છે કે જેણે પોતાના ખેતરમાં સારૂં બી વાવ્યું. પણ માણસો ઉંઘતા હતા ત્યારે તેના વૈરીએ આવીને ઘઉંમાં કડવા દાણા વાવ્યા, ને ચાલ્યો ગયો. પણ જ્યારે છોડવા ઉગ્યા, ને ઉંબીઓ આવી ત્યારે કડવા દાણા પણ દેખાયા. ત્યારે તે ઘર ધણીના ચાકરોએ પાસે આવીને તેને કહ્યું કે, સાહેબ, તેં શું તારા ખેતરમાં સારૂં બી વાવ્યું નહોતું તો તેમાં કડવા દાણા કયાંથી આવ્યા? અને તેણે તેઓને કહ્યું કે, કોઈ વૈરીએ એ કર્યું છે; ત્યારે ચાકરોએ તેને કહ્યું કે, તારી મરજી હોય તો અમે જઇને તેને એકઠા કરીએ. પણ તેણે કહ્યું, ના, રખેને તમે કડવા દાણા એકઠા કરતાં ઘઉંને પણ તેની સાથે ઉખેડો. કાપણી સુધી બેહુને સાથે વધવા દો. અને કાપણીની મોસમમાં હું કાપનારાઓને કહીશ કે, તમે પહેલાં કડવા દાણાને એકઠા કરો, ને બાળવા સારૂ તેના ભારા બાંધો પણ ઘઉં મારી વખારમાં ભરો." આ દૃષ્ટાંત પરથી સાફ માલુમ પડે છે કે કડવા દાણા એટલે નામના ખ્રીસ્તી જે શેતાનનાં છૈયાં અને ઘઉંના દાણા એટલે ખરા ખ્રીસ્તી જે રાજ્યનાં છૈયાં તે સાથે વધ્યા જશે, નામના ખ્રીસ્તીને મારી નાખવાનો અખત્યાર નોકરોને નથી અપાયો. વખત આવશે ત્યારે "માણસનો દીકરો પોતાના દૂતોને મોકલશે, ને ઠોકર ખવડાવનારી બધી વસ્તુઓને તથા ભુંડું કરનારાઓને તેના રાજ્યમાંથી તેઓ એકઠાં કરશે અને

તેઓને બળતી ભઠ્ઠીમાં નાખી દેશે ત્યાં રડવું અને દાંત પીસવું થશે " ઇસ્રાએલને દેવે જે હુકમ આપ્યા તેમાં મૂર્ત્તિપૂજકોને નાશ કરવાને તેઓને અખત્યાર આપ્યો. પણ તેનો પરિણામ શો થયો ? તેઓએ મૂર્ત્તિપૂજકોનો નાશ ન કર્યો પણ ઉલટા પોતે મૂર્ત્તિપૂજા કરવા લાગ્યા અને સજાની નીચે આવ્યા. આ કડવા દાણાના દૃષ્ટાંતથી માલમ પડે છે કે ખ્રીસ્તી લોકને કડવા દાણા એટલે નામના ખ્રીસ્તીઓનો નાસ કરવાને મનાઇ કરેલી છે તે છતાં તેઓએ આટલાં વરસ શું ધમસાણ મચાવ્યું છે એ ઇતિહાસ સાફ જાહેર કરે છે એટલે જે અખત્યાર તેઓને નથી આપવામાં આવ્યો તે તેઓએ બજાવ્યો છે અને પરિણામે હજારો અને લાખો ખ્રીસ્તી તેઓના ઉપરી ઉપદેશકો તથા રાજાઓના હાથથી માર્યા ગયા. આ પ્રમાણે માણસોએ ધાલમેલજ કરી છે. માણસો ગમે તેમ પ્રભુને વિરૂદ્ધ ચાલે પણ પ્રભુ પોતાની મતલબ પાર પાડશે. તેના વિરોધીઓ નાશ પામશે, ગમે તો તે મૂર્ત્તિપૂજક હોય કે નામના ખ્રીસ્તી હોય. પ્રભુનો વૈર લેવાનો ભયંકર દિવસ આવે છે અને તે જલદી આવશે. પ્રભુના ખ્રીસ્તને તુચ્છ કરનાર લોક તે દિવસે તમે શું કરશો જો આ દિવસને કિંમતીવાન નહિ સમજશો ? અને જે તારણ ખ્રીસ્તમાં હાલ પ્રભુ તમને મફત આપે છે તે નહિ લેશો ! માન્યકાળ હાલ છે, તારણનો દિવસ હાલ છે. " આ વાત વિશ્વાસુ તથા સંપૂર્ણ અંગીકાર કરવા યોગ્ય છે કે, ખ્રીસ્ત ઇસુ પાપીઓને તારવાને જગતમાં આવ્યો. " એજ તારણનો સરદાર છે. હાલ કૃપાનો દિવસ છે, પણ કૃપાનો દરવાજો બંધ થશે અને ઇનસાફનો દિવસ આવશે ત્યારે પસ્તાવાને વાસ્તે જગ્યા નહિ મળે. હે ખ્રીસ્તી ભાઇઓ તમે પોતાના લોકને તપાસી જુઓ અને ઇસુને

ગમનમાં મળવાને તમારા પરવાનાની તલાસ કરો અને પોતા વિશે તથા જે અમર આત્માઓ તમારા હવાલામાં ટુંક મુદતને વાસ્તે સોંપવામાં આવેલા તે વિશે ગાફેલ ના રહો રખે તે દિવસ ઓચીંતો તમારાપર આવે. લખેલું છે કે "એ માટે, ભાઇઓ, તમારૂં તેડું તથા નિવડણુ નિશ્ચય કરવા સારૂ વિશેષ યત્ન કરો. કેમકે જો તમે એવું કરો તો કદી પડશો નહિ. કારણ કે એમ આપણા પ્રભુ તથા તારનાર ઇસુખ્રીસ્તના સર્વકાળના રાજ્યમાં તમે પુરી રીતે પ્રવેશ પામશો."

આવો ઇસુ પાસે સર્વે પંથી,
ઇસુ મુઆનો વિચાર તમને નથી?
એ છે ખંડણી, જામીન તમો કાજે,
જુઓ એના સમાન દુઃખ કંઇ ગાજે? ૧
તમો કાજે લોહી એનું વહ્યું,
પાપનો બદલો ભરવા મોત એણે સહ્યું.
દેવે નક્કિ દિને તમારાં પાપ,
માથે તેને મુકયાં પોતા કેરે હાથ. ૨
દેવને બરે ઉઠાવ્યો છે પાપ ભાર,
માફી કેરો રસ્તો કર્યો છે તૈયાર.
કરજ ભર્યું છે તમામ પુરેપુર,
ઇસુ નામે માફી મળે છે જરૂર. ૩
ઇસુ નામે દેવ પાસ જે આવે,
માફીનો ઇનકાર તે કદી ન પામે.
મુક્તિ કેરો દિવસ છે જે આજે,
તેનો પુરો લાભ છે સર્વેને કાજે. ૪

ઇસુએ પોતાના શિષ્યોને કહ્યું કે, "જો કોઇ મારી પાછળ આવવા ચાહે, તો તેણે પોતાને નકારવો, ને પોતાનો વધસ્તંભ ઉચકીને મારી પાછળ આવવું. કેમકે જે કોઇ પોતાનો જીવ બચાવવા ચાહે છે, તે તેને ખોશે; પણ જે કોઇ મારે લીધે પોતાનો જીવ ખોશે, તે તેને બચાવશે. કેમકે જો માણસ આખું જગત મેળવશે, ને પોતાના જીવની હાનિ પામશે, તો તેને શો લાભ થશે? અથવા માણસ પોતાના જીવને બદલે શું આપશે?" માત્થી ૧૬; ૨૪–૨૬.

ઇસુએ કહ્યું કે, "ખોવાએલું શોધવા તથા તારવા સારૂ માણસનો દીકરો (એટલે ઇસુ પોતેજ) આવ્યો છે." લુક ૧૯; ૧૦

ઇસુએ કહ્યું કે "જેમ મુસાએ રાનમાં સર્પને ઉંચો કીધો, તેમ માણસના દીકરાને ઉંચો કરાવવાની જરૂર છે; એ માટે કે જે કોઇ વિશ્વાસ કરે તે તેનામાં અનંતજીવન પામે. કેમકે દેવે જગત પર એટલી પ્રીતિ કીધી કે તેણે પોતાનો એકાકી જનિત દીકરો આપ્યો એ સારૂ કે, જે કોઇ તેનાપર વિશ્વાસ કરે તેનો નાશ ન થાય પણ તે અનંતજીવન પામે. કેમકે જગતનો ન્યાય કરવા સારૂ દેવે પોતાના દીકરાને જગતમાં નહી મોકલ્યો, પણ એ માટે કે તેનાથી જગતનું તારણ થાય. તેનાપર જે વિશ્વાસ કરે છે, તે અપરાધી ઠરતો નથી; પણ જે વિશ્વાસ નથી કરતો, તે અપરાધી ઠરી ચૂકયો છે; કેમકે દેવના એકાકીજનિત દીકરાના નામપર તેણે વિશ્વાસ કીધો નથી." યોહાન. ૩; ૧૪–૧૮.



# જાહેર ખબર.

આ પુસ્તકના પ્રસિદ્ધ કરનાર પાસેથી નિચેનાં પુસ્તકો પણ મળશે. સરનામું—અમદાવાદ.

૧ દેવની મંડળી ... ... ... કિંમત રૂ. ૦—૧—૦

૨ પાપોની માફી ... ... ... ... રૂ. ૦—૦—૬

૩ ચાર મૂર્ખો ... ... ... ... રૂ. ૦—૦—૬

૪ દેવના વચનનાં મુળતત્વો... ... ... રૂ. ૦—૧—૬

૫ સહિસલામતી, નિશ્ચતા તથા સુખાનુભવ ... રૂ. ૦—૧—

૬ સત્ય શું છે?... ... ... ... રૂ. ૦—૬—

૭ રૂમીઓનું પત્ર તથા તેનો ખુલાસો... ... રૂ. ૦—૬—૦

૮ ગલાતીઓપર પત્ર તથા તેનો ખુલાસો ... રૂ. ૦—૨—૦

૯ ભજનને વાસ્તે ઇશ્વરી નિયમ ... ... રૂ. ૦—૦—૬

૧૦ "જુઓ વર આવે છે."... ... ... રૂ. ૦—૧—૦

૧૧ સ્તુતિનાં ગીત... ... ... ... રૂ. ૦—૨—

પાપીઓને વાસ્તે ખ્રીસ્તમાં જે અનંત તારણ છે તે વિષેની તલાસ કરનારાઓને પત્રદ્વારે અથવા રૂબરૂ જવાબ આપવાને પ્રયત્ન કરવામાં આવશે.